T [redacted] ગાંધીકૃત ૬૧૫૧ B

# મરણ પાછળ જમણવાર.

(શોકના સમયમાં હર્ષનું પ્રદર્શન.)

—:0:—



પોતાના દેશના ભલા સારૂ

જુદા જુદા ગ્રંથોનો આધાર લઈ

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

## ત્રીકમલાલ બાપાલાલ ગાંધી.

માંડવીની પોળમાં પડી પોળ. અમદાવાદ.



અમદાવાદ સૂર્યોદય પ્રેસ માં છાપ્યું.

સંવત ૧૯૫૧. સને

# अर्पण पत्रिका.



મહેરબાન ભગવાનદાસ નરોતમદાસ મહેતા.

દેશ હિતેચ્છુ તથા મ્યુનિસિપલ કંટ્રોલર.

વડોદરા.

આપ, દેશીઓની સુધરેલી સ્થિતિ જોવાને ઘણા આતુર છો તથા
તેમની સંસારિક સ્થિતિ સુધારવાને ઘણી કાળજી રાખો છો
એટલુંજ નહીં પણ દેશની ખરાબ રૂઢિઓનો નાશ
કરવાને તથા દેશની ઉન્નતી કરવાને તન મન
અગર ધન વડે મદદ આપો છો એ વગેરે
કારણથી આ લઘુ પુસ્તક આપને
કરવામાં આવે છે.

લી. શેવક

ચોકમલાલ બાપાલાલ ગાંધી.

કર્તા.

# પ્રસ્તાવના.

સઘળા જાણે છે કે હિંદુ લોકો નાતવરા અને વરઘોડાના ખર્ચ કરવાને માટે પોતાની આખી જીંદગી દુઃખમાં અને કંગાલીઅતમાં ગુજારે છે. તે આખી જીંદગી પોતાનું પેટ બાળે છે, ચિંથરે હાલ ફરે છે, ધિક્કારવા લાયક કરકસર કરે છે, સંસારમાં સુખ શું છે તે તરફ આડી નજરે પણ જોતા નથી અને એટલાથી પણ ન ધરાતાં અનેક કાળાંધોળાં કરે છે, ઇશ્વરના ચોર થાય છે, રાજના ચોર થાય છે, લોકમાં બે આબરૂ થાય છે, અને આ બધું કરે છે તેની મતલબ એજ કે જીંદગીમાં એવા બે ચાર પ્રસંગ આવે ત્યારે નાતો જમાડવામાં અને વરઘોડા કાઢવામાં પોતે લખલૂટ ખર્ચ કરવાને શક્તિવાન થાય. હિંદુઓ સંસારમાં પરમ પદાર્થ નાતવરા અને વરઘોડાનેજ માને છે. નાતવરા કર્યા અને વરઘોડા કાઢ્યા એટલે આપણે કૃતાર્થ થયા એમજ તેઓ સમજે છે. જેમ માણસને સારૂ ખેતી કરવા બળદને સરજ્યો છે તેમ જાણે તેઓને નાતવરા કરવા અને ઢોલ વગડાવવા સારૂજ પરમેશ્વરે સરજ્યા હોય એમ તેઓ વર્તે છે. જે જાતે પાઇનું શાક ન ખાય, ભૂખે મરતાને મોંઢે એક પણ દાણો ન નાંખે, અને પોતાનો એકનો એક છોકરો મરવા પડ્યો હોય તોપણ વૈદને એક રૂપિઓ ન આપે, તે માણસ જ્યારે કોઇવેળા હજારો માણસને ઉજાણી આપવામાં અને વરઘોડા કાઢવામાં પાઇ પાઇ કરેલી જનમની કમાઇ ઉડાવી દે ત્યારે તેને શી ઉપમા આપવી એ કામ વાંચક વર્ગને સોંપીએ છીએ. હાલ નાના બાળકને પૂછશો તો તે પણ કહેશે કે એ રૂઢિઓ ગાંડી, નુકશાન કરતા અને દેશમાંથી કાઢી નાંખવા લાયક છે. ઘરડાઓ પણ આ નકામા ખર્ચમાં ઘટાડો થવાની હાજ

દેશકાળ જોતાં ખરેખરી જરૂર છે એમ કહે છે ખરા, પણ સુધારો કરતા નથી એ દિલગીર થવા જેવું છે.

શાણા અને વિચારવંત દેશીઓ સરકારને વિનવી નાતવરા અને વરઘોડામાં પૈસા ખરચનાર અને બાળલગ્ન તથા કન્યાવિક્રય કરનાર ઉપર ભારે કર મુકવાનો કાયદો પસાર કરાવે તો લોકો નાતવરા અને વરઘોડામા પૈસા બગાડતા તથા બાળલગ્ન અને કન્યાવિક્રય કરતા પોતાની મેળેજ અટકશે અથવા તો તેઓ માંહોમાંહે સંપ કરી એવા રિવાજ નાતના ઠરાવથીજ બંધ કરશે અને એમ થશે તો ભાષણોથી જે થયું નથી, સારાસાર સમજાવાથી થયું નથી, ધર્મ-ગુરૂની ભલામણથી થયું નથી તે પોતાની મેળેજ થશે અને દેશમાંથી મોટી ખરાબ રૂઢિઓ નાબુદ થશે એટલુંજ નહીં પણ તે જવાથી બીજા પણ ઘણી જાતના સુધારામાં મદદ મળશે.

આ લઘુ પુસ્તકમાં નાત એટલે શું, જમણવારના ચાલની ઉત્ત-પત્તિ, મરણ પાછળ જમણવારનો રિવાજ કર રૂપે કેવી રીતે પડયો, નાત ન કરનારને લોકો કેવાં મેણાં મારે છે, કેવી ધમકી આપે છે અને કેવી રીતે ઉશ્કેરે છે, ગરીબ લોકો ઘરબાર વેચી યા કરજ કરી તણાઇ મરે છે તેથી આખરે કેવા હેરાન થાય છે તથા પૈસાદાર લોકો જમણવાર કરે છે તેને માટે લોકો શું કહે છે, જમણવાર ક-રવાથી કેવા કેવા ગેરફાયદા થાય છે, જમણવારો પ્રથમ કોણે બંધ કરવી, પ્રથમ સોંઘવારી કેવી હતી અને તે વખતે લોકો કેવાં જમણ કરતા, મરણ પાછળ જમણવાર કરવાને લોકો ખુશી છે કે નહીં તથા નાણાંનો ખરો ઉપયોગ એ વગેરે વિષે દર્શાવવામાં આવ્યું છે એટલુંજ નહીં પણ હિંદુ નાતોમાં જરૂરથી કે કરથી અથવા ખુશીની જમણવારો કિયા કિયા પ્રસંગે કરવામાં આવે છે તેની ટીપ પણ આપેલી છે.

હિંદુ નાતોમાં દેશને હાની કરતા રિવાજો જેવા કે બાળલગ્ન, નાતવરા અને વરઘોડા, કન્યાવિક્રય, મિથ્યા ફુળ મોટપ, રડવા કુટવાની ચેલાબ અને લગ્ન પ્રસંગે ફટાણુંનાં ગીતો એ વગેરે કુધારાનાં મૂળ એટલાં બધાં ઉંડાં ગયાં છે કે તે દરેકને માટે જો લખવા બેશીએ તો મોટાં મોટાં પુસ્તકો લખાય (કેટલાક કુધારા વિષે તો પુસ્તકો રચાયાં પણ છે) પણ કુધારા વિષે લંબાણુથી લખેલાં પુસ્તકો વાંચવા પર ઘણાજ થોડા લક્ષ આપે છે તથા ભારે કિંમતનાં પુસ્તકો પણ ઘણાજ થોડા ખરીદ કરે છે તેથી લોકોમાં એવાં પુસ્તકો ઘેરેઘેર વંચાતાં નથી અને તેથી ધારેલા હેતુ પાર પડતા નથી માટે આ વિષય (મરણ પાછળ જમણવાર) ટુંકામાં લખવાનું કારણ પણ એજ કે લોકો વાંચતાં કંટાળે નહીં તેમજ કિંમતમાં સસ્તુ હોવાથી ખરીદ કરે અને ધારેલો હેતુ ઇશ્વર કૃપાથી સફળ થાય.

આ પ્રસ્તાવના બંધ કરતાં અત્રે જણાવવું જરૂરનું છે કે જેમ અમોએ રચેલા "ત્રાસદાયક તેરમા દુઃખદર્શક નાટક" થી લોકોમાં સારી અસર થઇ અને કેટલીક નાતોમાં જુવાનનાં તેરમાં (મરણ પાછળ જમણવાર) બંધ થયાં તેવીજ રીતે આ લઘુ પુસ્તક દેશની ખરાબ રૂઢિઓ દૂર કરવા અથવા કરાવવા તરફ લક્ષ આપનારા પ્રેમિ ને ઉત્સાહી દેશી બંધુઓ વાંચી વંચાવી, તથા સમજી સમજાવી, મરણ પાછળ જમણવારનો દુઃખદાયક રિવાજ સમુળગો બંધ કરશે યા કરાવશે તો તેમને હજારો ગરીબ સંસાર નિભાવી લેનારાઓની આશિષ મળશે અને અમોએ લીધેલી મહેનત સફળ થઇ એમ ગણીશું.

ત્રીકમલાલ બાપાલાલ ગાંધી.

# मरण पाछळ जमणवार.

—:o:—

નાત એ એક ટોળી (ધંધાનું મહાજન) છે કારણ કે ઇતિહાસ ઉપરથી એવું માલમ પડે છે કે આપણા દેશની વસ્તીનો મોટો ભાગ અસલના વખતમાં વાયવ્ય (North-west) દિશા તરફથી આવી વસેલા લોકોનો વંશ છે. જે લોકો પ્રથમ આવી વસ્યા તેઓ **આર્ય** કહેવાયા અને ધંધા અથવા કામ મુજબ **બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય** અને **શુદ્ર** એ રીતે ચાર તડા બંધાયા. જેમ જેમ વસ્તી વધતી ગઈ અને તેઓ દૂરના પ્રદેશમાં ફેલાતા ગયા, તેમ તેમ તેમના તડાના આગ્રેના લોક સાથેનો સબંધ ન પરવડવાને લીધે તુટતો ગયો. એ રીતે મૂળ તડામાંથી જુદા મુલક-માં વસવાથી સબંધ તુટયાને લીધે, જુદા જુદા ધંધા કરવાને લીધે અને માંહોમાંહેની ફાટફુટ વગેરેથી હાલની સેંકડો નાતની ઉપાતી થઇ છે. હાલ પણ આપણા જોવામાં આવે છે કે હરકોઇ નાતમાં તડાં પડે છે ત્યારે પ્રથમ જમણવારો કરે છે અને જેને જે તડમાં ભળવું હોય તેમાં તે જમવા જાય છે. એ રીતે પ્રથમ જમણવાર કરી છુટા થયા પછી પોતાની ટોળીનો સબંધ જાળવી રાખવા ખાતર તથા તે ટોળીમાં ઘણા જણ પોતાના સગાવહાલા હોવાથી તથા ઘણા જણ પોતાના સબંધના અને પોતાના સુખ દુઃખમાં ભાગ લેનારા હોવાથી તે સઘળાને ખુશીને અવસરે પોતાની સાથે જમવા તેડવાનો ચાલ સ્વાભાવિક વલણથીજ શક્તિવાન લોકોથી નિકળેલો, તેમજ મરણને અવસરે પણ ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણોને તથા લોકાચાલ પ્રમાણે મડદું ઉચકનાર ડાઘુઓને (કાંધે લેનારા એટલે કાંધીઆઓને) તેમ સુતકી થએલા પિત્રાઇઓને પોતાને ઘેર જમાડવાની જરૂર જણાયલી,

ત્યારે તેની સાથે મરણની દિલગીરી વહેલી ટાળવા તથા મરનારના માનની ખાતર પોતાની ટોળીના બાકી રહેલા લોકોને પણ સાથે જમવા બોલાવવાની કોઇ કોઇને ઇચ્છા થઇ આવેલી અને એ રીતે વધતાં વધતાં હાલના જેવો દુષ્ટ રિવાજ કર રૂપે થઇ પડ્યો. +

એ વગેરે હેતુઓથીજ જમવા જમાડવાનો સંપ્રદાય ચાલુ થયો હોય એમ જણાય છે પણ જમવું જમાડવું એ હર્ષની નિશાની છે શોકની નહીં. મુઆ પાછળ સારાં મિષ્ટાન્નો બનાવી નાતો જમાડવી

+ બારીઆ પુનાદરાનાં સાતે ગામની તથા ખેડા મહેમદાવાદનાં સાતે ગામની દશાનાગરની નાતમાં તેમજ બીજી કેટલીક નાતોમાં એવો રિવાજ છે કે જો કોઇને ત્યાં તેરમું (મરણ પાછળ જમણવાર જેને કેટલાક લોકો કાયટું પણ કહે છે તે) રહ્યું હોય તો તેને ઘેર બીજા કોઇ પ્રસ્તુતની (જેવાકે લગ્ન અથવા અઘરણી જેને કેટલાક લોકો શ્રીમંત કહે છે તેની) નાત જમાડવાનો પ્રસંગ આવે અને તેને માટે નાત પાસે રજા માગે તો **પ્રથમ તેરમાની નાત કરાવે** ત્યાર પછી લગ્ન અથવા અઘરણીની નાત કે જે કરવાની રજા માગવામાં આવી હોય તે કરવા નાત રજા આપે.

વળી કેટલીક નાતોમાં આ ટાણું (મરણ પાછળ જમણવાર) બીજાં સર્વ ટાણાં કરતાં ખરેખરા કર સરખું ગણવામાં આવે છે અને કેટલીકમાં તો તે ઉપર લોકો નથી કરતા તો નાત બહાર મુકવાની અથવા બીજી ધમકી આપી કરાવે છે. ખરેખરી અનીતિ કરનારને કોઇ પુછતું નથી અને હલકી બાબતને માટે એ સખત શિક્ષા થાય છે.

દરેક નાતમાં કેટલાંક ખુની, કેટલાંક વ્યભિચારી, કેટલાંક દારૂ પીનારાં, કેટલાંક ચોર, કેટલાંક ઘણોજ નીચો ધંધો કરનારાં તથા કેટલાંક બીજી ભંયકર અનીતિએ ચાલનારાં સ્ત્રીપુરૂષો હોય છે છતાં

તેથી પુણ્ય પણ નથી. કોઇપણ જુના સદ્ગ્રંથમાં મુઆ પાછળ જમણવાર (તેરમું) કરવાનું લખ્યું જણાતું નથી, તેથી પૂર્વ કાળે એ ચાલ નહીં હોય એમ સાફ માલમ પડે છે. વળી જે માણસ ગુજરી ગયું હોય, તેના પિત્રાઇ સરખાને, સુતકને લીધે અડકાય નહીં અને જો અડકાય તો નહાવું પડે, એવી હિંદુ ધર્મશાસ્ત્રની રીત છે તો તેના (મરનારના) ઘરનાં મિષ્ટાન્ન કેમ ખપે? નાતો જમાડવી એ લગ્ન અથવા તેના જેવા બીજા પ્રસંગે આનંદ આપનારો થઇ પડે છે પરંતુ મરણ પ્રસંગે, જે વખતે વહાલાં સગાનાં અકાળ મૃત્યુથી તમારા હૃદયમાં, કારી ઘા પડેલો હોય, દવા વગેરેમાં પૈસા ખરચી ખાલી થઇ ગયા હોઅને જે ઘાથી તમે રીબાતા હો તે વખતે સગાવહાલાઓને અને નાતના લોકોને મિષ્ટાન્ન જમાડવાં એ કયા પ્રકારના આનંદનું કારણ છે?

મરણ એ કાંઇ નાની સુની વાત નથી. માણસ મરી ગયું અને લાકડાનો કડકો ભાગી ગયો એ કાંઇ સરખું નથી. છતાં મરણ પાછળ જમણવાર એટલા તો જરૂરના થઇ પડ્યા છે કે **બીજા શુભ પ્રસંગો ન સચવાય, માબાપની ચાકરી ન થાય અને છોકરાંને ન ભણાવાય તેની હરકત નહીં** પણ દહાડો (મરણ પાછળ જમણવાર) કરવોજ જોઇએ. મરનારના કુટુંબને મનુષ્ય રત્નની હાની થઇ, ભરણ પોષણનો કરનારો ગયો, એ તો જાણે બસ નથી, તેના જાનનો પણ તેણે ભોગ આપવોજ જોઇએ.

---

કોઇ તેમને નાત બહાર મુકવાની શિક્ષા કરવું નથી અથવા તેમને તેમ કરવાની જરૂર પણ ઘણાકને સમજાતી નથી અને એવાં કાળાં કરમ કરનારાઓ બેધડક પંગત વચ્ચે આવીને જમવા બેસે છે, એ દિલગીર થવા જેવું છે.

ખરચવાની શકિત ન હોય, ભવિષ્યમાં ભરણુ પોષણુના પણ સાંસા હોય તોપણ મરનારનો દહાડો તો કરવોજ જોઇએ એ ક્યાંનું શાણુ-પણું! મુર્ખ લોકો "**માબાપનું બારમું (તેરમું) અને સ્ત્રીની આઘરણી એ કાંઇ ફરી ફરીને આવવાનાં નથી**"* એવી કહેવત કહી ઉશ્કેરે છે તેથી એવો પ્રસંગ આવે ઘરબાર અને ઘરેણાં ગાંઠાં વેચીને પણ નાતો જમાડવા લોકો તૈયાર થાય છેજ.

---

* આ શિવાય ઉશ્કેરણી વિષે વધુ હકીકતઃ—

જો પૈસાદારને ત્યાં વૃદ્ધનું મરણ થયું હોય છે તો તેને નીચે પ્રમાણે કહી ઉશ્કેરે છેઃ—

"ભાઇ તમો મોટા ઘરના અને તમારે ત્યાં અસલથીજ સારી સારી નાતો થતી આવેલી છે માટે આ વખતે તમને કંઇ કહેવું પડે તેવું છે? કારણ કે તમને ખોટું ગમેએ નહીં ને કરો પણ નહીં. આવું બોલી ઉશ્કેરનારને બીજો વળી ટેકો આપે કે "ફલાણા ભાઇ કહે છે તે ખરૂં છે કારણકે એમના પગરખામાં બીજાથી કંઇ પગ ઘલાવાનો છે? વળી કેટલાંક સ્ત્રી પુરૂષ તે મરનારનાં ઘરનાં સાંભળે તેમ માંહોમાંહે વાતચિત કરે કે શું એ કંઇ ગરીબ કરતાં ઉતરે તેવા છે? ફલાણા ભાઇએ ઘણુંએ રળીને ભેગું કરી આપ્યું છે. એમની તો આટલી નાતો થવી જોઇએ કારણકે એમના (મરનારના) બાપ ફલાણા ભાઇ ગુજરી ગયા ત્યારે આટલી નાતો કરી હતી અને ફલાણાં ઉંચાં જમણ કર્યાં હતાં અને ડોશી મુઆં ત્યારે આમ કર્યું હતું."

કેટલાક લોકો પહેલાં પૈસાદાર હોય અથવા તો નાતના શેઠ હોય પણ પાછળથી તેમની નબળી સ્થિતિ થઇ હોય અને તેવાને ઘેર આવો સમય આવે તો તેને માટે નીચે પ્રમાણે બોલે છેઃ—

"વરડા વરડાની આબરૂ પ્રમાણે ખરચ કર્યા વિના કેમ ચાલે? રળ્યું ખાધું પછી શા અર્થે આવવાનું છે?"

દહાડા માટે નાતવરા કરવા એ એક નાતનો ધારોજ જાણે થઇ પડયો હોયની! સરકારના કરમાંથી સરકારને અરજ કરીને પણ છુટી શકાય પરંતુ આ રિવાજે તો એટલું ઉંડું ઘર ઘાલ્યું છે કે તેમાંથી

---

ગરીબને નીચે પ્રમાણે ઉશ્કેરણી કરે છે:—

"બાઇ હાલ ધકી ચાલશે તો થોડું ખરચ થશે. તારી પાસે ના હોયતો થોડા રૂપિઆ અમે આપીશું."

ઉમરે પોકેલી છોકરા વાળી સ્ત્રી રાંડી હોયછે તો તેને "બાઇ તારે શું દુઃખ છે? બાળા તેના શા દકાળા, કાલે તારો છોકરો મોટો થશે અને દેવું વાળી નાંખશે" એવું કહી જમણવાર કરવા ઉશ્કેરે છે.

ઘરડો પુરૂષ ગુજરી ગયો હોય ને બાર વર્ષની રાંડી હોય તો તેને ત્રાસદાયક ન ગણતાં નીચે પ્રમાણે ઉશ્કેરણી કરે છે:—

"બાઇ ધણીના કારજમાં (તેરમું કરવામાં) પલ્લું કામ ન આવે ત્યારે આપણને ધિક્કાર છે? તું તો ધંધો કરીને પણ તારૂં પેટ ભરીશ પણ આ તારા ધણીનું કારજ હવે કાંઇ ફરી ફરી આવવાનું છે!"

જુવાનનું તેરમું કરવાને નીચે પ્રમાણે ઉશ્કેરણી કરે છે:—

"એનું (એવા નાનાનું) કોણ ખાનાર છે? આ બહુ તારે નાનાં નાનાં છોકરાં ખાવા આવશે માટે થોડા ખરચ વાસ્તે ન કર્યું એમ શું કરવા કહેવડાવો છો?"

આજ કાલ સમજુ પુરૂષો શાસ્ત્રના આધારે મરણપાછળ રડવા કુટવાનો ચાલ બંધ પાડવા એટલે કે બાયડીઓ કુટે રડે નહીં અને તેથીકરી ને મરનારને બીજી દુનિયામાં દુઃખ પડે નહીં તથા પાછળનાંને રડવા કુટવાથી હેરાન થતાં બચાવવા માટે ગરૂડ પુરાણ બેસાડે છે ત્યારે કેટલાક લોકો ગરૂડ પુરાણ બેસાડનારને ગરૂડ પુરાણ બેસાડયું તેથી નાતનો જાણે ગુનો કર્યો હોય તેમ તેનેકહે છે કે "બાઇ ગરૂડ પુરાણ બેસાડયું ત્યારે તો સારૂં જમણ કરવું પડે. ફલાણાએ ગરૂડ પુરાણ તેમના બાપ પા-

છુટી શકાતું નથી. ધિક્કાર છે એવા રિવાજને! અને સહસ્રવાર ધિક્કાર છે એવા રિવાજને વળગી રહેનારને!! શક્તિ હોય કે ન હોય તોપણ નાતીલાઓને*જમાડવાજ પડે એ શું ઓછું દુઃખદાયક છે? ધણીના મરણ પાછળ રાંડીરાંડ પાસે તેનાં ઘરેણાં વેચાવીને પણ દહાડો કરાવવો એ શું જુલમ નથી? મરનારના કુટુંબીની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હોય અને મ્હોં પણ ઉચું કરી શકતા ન હોય તે વખતે નાતીલાઓ મિષ્ટાન્ન ઉડાવે એ તેમને શું ઓછું શરમાવનારૂં છે? અને જે ઠેકાણે લોકો શોકમાં ગરક થયા હોય તે ઠેકાણે નાતીલાઓ હર્ષનાં ચિન્હ ધારણ કરે ‡ એ શું તેમને ઓછું નામોશી ભરેલું છે? પણ કેટલાક લોકો કહે છે કે " અમે ક્યાં કહેવા જઇએ છીએ કે તમે દહાડો કરો, દહાડો નથી કરતા તેને કાંઇ નાત સજા કરતી નથી તેમજ દહાડો કરવાની કોઇને ફરજ પણ પાડવામાં આવતી નથી." ખરૂં છે કે નાતવરા કરતા નથી તેને માટે નાત શિક્ષા કરતી નથી પરંતુ નાતનો સમુદાય નાતના સદ્‌ગૃહસ્થોનો બનેલો છે અને જ્યારે નાતના જુદા જુદા લોકો દહાડો નહીં કરનારને મેણાં મારી જમીનદોસ્ત કરી નાંખે છે ત્યારે એના કરતાં બીજો વધારે કયો જુલમ? નાતના મેણાંને અટકાવવા + માટે, શક્તિ

છળ બેસાડયું હતું ત્યારે સરૂં જમણ કર્યું હતું." આવું ધારવું તથા સમજાવવું મુર્ખાઇ ભરેલું છે કારણ કે મરનારના ભલા સારૂ અગ્નિ પાછળનાંની દાઝ જાણી ગરૂડ પુરાણ બેસાડવામાં આવે છે પણ સારૂં જમણ જમાડવાની નિશાની તરીકે બેસાડવામાં આવતું નથી.

‡ ઉઘાડે માથે બેશ અબોટીયાં પહેરી, કોટમાં કંઠીઓ ઘાલી, બનીઠણીને મરણનું જમણ જમવા જાય પણ તેઓ શરમાતા નથી તેમજ તેમને એવાં જમણ ખાતાં કમકમાટી છુટતી નથી.

+નાતના આગેવાનો યા શેઠો, જે લોકો નાત ન કરનારને મેણાં

નહીં છતાં તણાઇને પણ ગરીબ માણસોને મરણ પાછળ જમણવાર (માબાપ વગેરેનાં કાયટાં) કરવા પડે છે, તેથી નાતના દરેક માણસની ફરજ છે કે **આવા નુકશાનકારક રિવાજને બિલકુલ ઉત્તેજન આપવું નહીં*** એટલુંજ નહીં પણ હરેક રીતે એ દુષ્ટ રૂઢિનો પગ સુધાં મારે તેનો દંડ કરે અથવા બીજી કંઇ સજા કરે તો તેનો દાખલો લઇ બીજા લોકો મેણાં મારતા અટકે અને ગરીબ લોકો તેરમુ કરવાના બોજામાંથી મુક્ત થાય.

*નુકશાનકારક રિવાજને ઉત્તેજન ન આપનાર અને પોતાની નાતમાં એવા રિવાજ બંધ પાડવાની પહેલ કરનાર બહાદુર ગૃહસ્થોના દાખલા:—

૧. સને ૧૮૯૦માં વીશા શ્રીમાળી વાણીઆની નાતમાં મી. વિરચંદ રાઘવજી ગાંધીએ તેમના પિતાના મરણ પાછળ જમણવારનો ખરચ બંધ કર્યો.

૨. અમદાવાદની વીસનગરા નાગરની નાતમાં રાવ સાહેબ ચુનીલાલ દલપતરામ કવિશ્વરે શ્રીમંતની નાત બંધ કરી અને નાતનો ખરચ રૂ ૨૫૦-૩૦૦ થતો હતો તેને બદલે રૂ ૪૦૦ વિદ્યા વૃદ્ધિના ફંડમાં આપ્યા.

૩. અમદાવાદના લેઉઆ કણબીની નાતમાં શેઠ લાલદાસ રાયજીના હીરાસાએ તેમની નાતમાં ગોયણીઓની નાત જમાડવાનો રિવાજ હતો તે પોતાને ઘેરથી બંધ કર્યો અને તેરમુ કરવાની ફરજ હતી તે કાઢી નાંખી તથા લગ્ન પ્રસંગે ગોરવમાં પણ પુષ્કળ ખરચ થતો હતો તે રિવાજ પોતાને ઘેરથીજ બંધ કરી ગરીબ લોકોનો આશિર્વાદ લીધો.

એ રીતે ઉપર જણાવેલા ગૃહસ્થોએ નુકશાનકારક રિવાજને

પોતાના લાગતા વળગતાઓનાં કુટુંબમાં પેસવા દેવો નહીં, પેઠેલો હોય ત્યાંથી દૂર કરવો અને એ રીતે ગરીબ માણુસો ઉપર પડતા બોજાથી તેમને મુક્ત કરવા.

મરણ પાછળ નાતવરા કરવાનો રિવાજ દૂર કરવો એ ખરેખરૂં જોતાં ગરીબ લોકોનું કામ નથી. નાતના આગેવાનો યા શેઠીઆઓએ ભેગા થઇને ઠરાવ કરવો જોઇએ કે કોઇને ઘેર વૃદ્ધ અથવા જુવાન, સ્ત્રી અગર પુરૂષનું મરણ થાય તો તેની પાછળ જમણવાર બિલકુલ કરવો નહીં અને તેની પહેલ પૈસાદારને ત્યાંથીજ નીકળવી જોઇએ કારણકે શ્રીમંતો ગમે તેવા લક્ષાધિપતી હોય પણ મુઆ પાછળ મિષ્ટાન્નો ઉડાવવાં તે યોગ્ય નથી. વળી તેરમું (મરણ પાછળ જમણવાર) બંધ કરવાથી ગેરફાયદા બિલકુલ છેજ નહીં પણ ઉલટા ફાયદા છે કારણ કે જો પુરૂષ ગુજરી જાય તો સ્ત્રીને તેના પલ્લા ઉપર નિર્વાહ કરવાનો એટલે તે બિચારી સુખે દહાડા નિર્ગમન કરે અને જો સ્ત્રી ગુજરી જાય તો પુરૂષને પલ્લું બચે તેથી બીજીવાર પરણવાને શક્તિવાન થાય અથવા ન પરણતું હોય તો રાંધનાર રખાય. આ ઉપરાંત બીજા ફાયદા:—

છોકરાંને કેળવણી અપાય છે, વહેપાર રોજગારને ઉત્તેજન અપાય છે, અને નાતનાં, ગામનાં તથા દેશનાં ઘણા ફાયદાકારક અને

---

ઉત્તેજન ન આપ્યું તથા પોતાની નાતમાં એ રિવાજ બંધ પાડવાની પોતે પહેલ કરી તેથી ખરેખર તેમને સાબાશી ઘટે છે અને આશા રાખવામાં આવે છે કે આ રસ્તે બીજાઓ પણ ચાલશે અને પોતાના જાતિ ભાઇઓનાં દુઃખ ઓછાં કરશે.

આવાજ દાખલા બીજી નાતોમાં તપાસ કરવાથી મળી આવશે.

પરમાર્થનાં કામો થાય છે.

ઘણીવાર એવું બને છે કે નાતના બાંધેલા ધારાનું જથાવાળો, પૈસાવાળો અથવા શેઠીઆનો સગો કે મિત્ર કોઇ ઉલ્લંઘન કરે તો તેને સજા પણ થતી નથી પરંતુ આવી બાબતમાં શેઠીઆઓએ ધ્યાન રાખવું જોઇએ કે જેથી ધારો તોડનાર તવંગર હોય કે ગરીબ હોય પણ તેને ઘટતે શાસને પહોંચાડી નાતને વ્યાજબી ન્યાય આપવો અને આ દુષ્ટ રિવાજનો પ્રસાર થતો અટકાવવો. *

---

* કેટલીક નાતોમાં કેટલાક શેઠીઆઓ લાંચ ખાઇ ગુનેગારને છોડી મુકે છે તેથી પરીણામ એ આવે છે કે નાતમાં ગુના વધે છે અને વખતે તડાં પણ પડે છે. વળી કેટલાક શેઠીઆઓની નાત આમન્યા રાખતી હોય છે ત્યારે તેઓ અભિમાનમાં છકી જાય છે અને નાતને વ્યાજબી ન્યાય આપતા નથી તેમજ નાતનો સુધારો કરતા નથી તેથી નાત નારાજ થાય છે અને નાતના કજીયા સરકાર દરબાર જાય છે. દાખલા તરીકે મુંબઇના લાડ વાણીઆની નાતે તે નાતના શેઠ નરોતમદાસ કાનદાસે નાતને વ્યાજબી ન્યાય ન આપવાથી સને ૧૮૯૪ માં મજકુર શેઠ પાસેથી નાતની મિલકત તથા શેઠાઇ વગેરે લેવાને સરકારમાં અરજી કરેલી (જુઓ મુંબઇની ન્યાયાધિકારી હાઇકોર્ટ મધે સાધારણ અસલ દીવાની અધિકાર મુકદમો નં. ૫૧૮ સને ૧૮૯૪નો) તે કેસનો ફેંસલો તા. ૬-૮-૯૫ નેરોજ થયો તેમાં કોરટે ફરમાવ્યું કે ૧૮૮૯થી પ્રતિવાદી ( મુંબઇની લાડવાણીઆની નાતના જુના પુરાણા શેઠ નરોતમદાસ કાનદાસ ) પાસેથી વાદીઓ ( મી. ચુનીલાલ મોતીલાલ વગેરે ) એ હિસાબ લેવો તથા વાદીઓને સઘળી મિલકત પ્રતિવાદીએ આપવી. કેસનો તમામ ખરચ કોર્ટે એ શેઠ નરોતમદાસ કાનદાસને માથે નાંખ્યો છે. વાદીઓનો ખરચ નાતના ફંડમાંથી અપાવ્યો છે. હવેથી લાડવાણીઆના સાજનાનું કામ

નાતમાં જમીને લહાવો લેનારા તથા વાંઝીઆ લોકો કદાચ આ રિવાજ બંધ પડવાથી બેચેન થશે પરંતુ તે ગણકારવાનું કંઇ પ્રયોજન નથી કારણકે જ્યારે તેઓ ઘણીવાર નાતોમાં જમીને પોતાનાં કાળજાં ઠંડાં કરશે તો એક યા વધારે વાર તેમને પોતાને ઘેર પણ મરણનો પ્રસંગ આવે નાતો જમાડવી પડશે ત્યારે માલમ પડશે કે નાતો જમાડતાં તો આંખો ઉંચી આવે છે. તેવા લોકોએ સમજવું જોઇએ કે ગરીબ લોકો ઘેર ઘીનો છાંટો પણ ન દેખે, ખાવા પીવાનાં સાધન આજે હોય તો કાલે વળખાં મારવાં પડે અને રાત દિવસ મહેનત કરી બે પૈસા લાવી જેમ તેમ કુટુંબનું ગુજરાન ચલાવતા હોય તેઓના ઘરમાં મરણ થવાથી નાતો જમાડવાની રૂઢિરૂપ બેડીથી જે દુ:ખ સહન કરવું પડે છે તે તો એક પરમેશ્વરજ જાણે!

આગળ જણાવ્યા પ્રમાણે ટોળીમાં ઘણા જણ પોતાના સગા વહાલા હોવાથી તથા ઘણા જણ પોતાના સબંધના અને પોતાના સુખ દુ:ખમાં ભાગ લેનારા હોવાથી તે સઘળાને ખુશીને અવસરે

---

શેઠને બદલે પંચથી ચાલશે.

આ ઉપરથી બીજી નાતોના શેઠીઆઓએ ધડો લેવો કે જો તેઓ **નાતને વ્યાજબી ન્યાય નહીં આપે તેમજ નાતનો સુધારો નહીં** કરે તો તેમની પણ ઉપર પ્રમાણે દશા થશે ( **શેઠાઇ જશે અને કોર્ટનો ખરચ માથે પડશે** ) એમાં કંઇ શક રાખવા જેવું નથી. વળી તેઓએ યાદ રાખવું કે નાતમાં સર્વેનો સરખો હક છે, કોઇ મોટો નાનો નથી માટે એવી રીતે વર્તવું કે નાતનું સર્વ પ્રકારે શ્રેય થાય, પરસ્પરના કલેશો મટે અને નાતમાં થતા નકામા ખર્ચો અટકે. નાતનું કામ વધુ મતે પંચ નીમી કરવું અને નાતની વ્યવસ્થાના ધારાસર્વાનુમતે અથવા વધુ મતે બાંધ્યા પછી પંચથી નાતનો કારભાર ચલાવવો.

પોતાની સાથે જમવા તેડવાને ચાલ સ્વાભાવિક વલણુથીજ શક્તિવાન લોકોથી નિકળેલો; એ રીતે જોતાં જમણવારના ચાલની મૂળ મતલબ તો ઘણી રૂડી હતી. તે સગાં વહાલાં તથા ટોળીમાં સંપ રાખવાનું મોટું સાધન હતું પણ તેને મૂળ હેતુ ભુલી જઈ હાલ જોકે તેઓ ભેગા જમે છે ખરા, તોપણ તેથી સંપ વધવાને બદલે ઉલટો કુસંપ વધે છે. ખુશીમાં આવેતો જમણવાર કરવાનો ચાલ હતો તે બદલાઇને કર રૂપે થઇ ગયો છે. શક્તિ પ્રમાણે ખરચ કરવાનું હતું તેને બદલે હાલ ઘરનાં નેવાં વેચીને તથા દેવું કરીને પણ સઘળાની બરોબર ખરચ કરવાનો ઉંધો મમત પેશી ગયો છે. વળી જમણવારનાં ટાંણાંની સંખ્યામાં તથા દરેક ટાંણાં ઉપર કરવાની જમણવારોની સંખ્યામાં ઘણો વધારો થઇ ગયો છે તેમજ જમણવારનું ખરચ પણ ચડસાચડસીથી તથા દેખાદેખીથી અનીતિ ભરેલી રીતે વધી ગયું છે એમ માલુમ પડે છે. કારણ કે જ્યારે ઘઉં દોઢ મણ બે મણના, ડાંગર અઢીમણ ત્રણ મણની, ગોળ પંદર શેર સોળશેરનો અને ઘી છશેર સાત શેરનું મળતું ત્યારે જેવા નાતવરા થતા તેવા અથવા તેથી પણ ચઢીઆતા નાતવરા હાલ થાય છે એથી પહેલાં કરતાં હાલ ચોત્રણું અથવા વધારે ખરચ થાય છે. પેદાશ કરતાં ઘરખરચ વધ્યો અને સોંઘવારી પહેલાંના જેટલી નથી તો જમણવારનું ખરચ ચાર પાંચ ઘણું કરીએ તે કેમ પાલવે એનો વિચાર ખરચ કરનાર, નાતવાળા તમામ, કે મહાજનના શેઠીઆ બિલકુલ કરતા નથી એથી ઘણા ખરાબખસ્ત થયા છે, થાય છે અને થશે. દર દાગીના ને ઘરબાર વેચીસાટીને લોકો ખુવાર થવા લાગ્યા, તોપણ એક રાતના વાણુ પાછળ સૌ અંજાએલા રહે ને વિચાર કરતા નથી એ ઘણું ખોટું છે. ખેડું, વસવાયાં પ્રથમ અંદર ઘીના કંસાર, લુલીઉં, અગથાન વગેરે કરી નાત જમાડતા, તેઓ હાલ ખાંડ સાકર ને ઉપર

ઘી ઉછાળતા માલમ પડે છે. અસલના રિવાજમાં ઘટાડો થતો નથી અને નવાં ટીખળ વધતાં જાય છે એટલે ખરચમાં વધારો થઇ લોકો હેરાનગતી ભોગવે છે. દાખલા તરીકે અમદાવાદમાં ઔદિચ્ય બ્રાહ્મણની જ્ઞાતિમાં સને ૧૮૯૩-૯૪માં જ્યારે જમણવારો ચાલતી ત્યારે દરરોજનું એક ઘર વેચાતું.§

સને ૧૮૯૫ માં અમદાવાદના કડવા પાટીદારની જ્ઞાતિમાં મી૦ સોમનાથ ભુધરદાસે તેમની માતાના મરણ પાછળ જમણવાર કરવાના ખર્ચમાં આશરે રૂ. ૨૦,૦૦૦ ખર્ચ્યા. આવી રીતે એક વખતના વાણુ પાછળ ખર્ચેલા રૂપિઆથી કશો ફાયદો થતો નથી. જો તે ગૃહસ્થે આ રકમ તેમની નાતના તરૂણોને વિદ્યાની કેળવણી આપવામાં અથવા તો દેશની હુન્નરકળા ખીલવવામાં અને તેનો વધારો કરવામાં ખર્ચ્યા હોત તો તેમની નાત તથા દેશને કેટલો બધો ફાયદો થાત?

ટુંકામાં સર્વ બાબતોમાં એ ચાલ એના મૂળ રૂપમાંથી એટલો બધો ફેરવાઇ ગયો છે કે જે એક સુખનું સાધન હતું તે હવે દુઃખ અને ખરાબીનું સાધન થઇ પડયું છે.

ઘણા લોકો ધારે છે કે સારા અને ઘણા નાતવરા કરવાથી આબરૂ વધે છે પણ તે ભુલ ભરેલું છે કારણ કે ચાર દિવસની મોંઢાની વાહવાહ શિવાય એથી કશી આબરૂ વધતી નથી. એકના પછી બીજાની જમણવાર થાય છે કે પાછલી વિસારે પડે છે. વળી સાધારણ લોક પૈસાદારના જેવું ખરચ કરે છે તેથી કોઇ મોટો નાનો જણાતો નથી. એક સમે કદાપી પૈસાદાર વધારે ખરચ કરે તોપણ નાતના

§ આ બાબતની સાબિતી જોઇતી હોય તેમણે અમદાવાદમાં રજીસ્ટ્રારની આફીસમાં તપાસ કરવી અથવા તે નાતના કોઈ આબરૂદાર માણસને પુછવું.

લોકો તેનું સારૂં બોલે નહીં તો આબરૂ તો શેનીજ વધે. ઉલટું કહેશે કે એમાં શું? પૈસા હોય તે ખરચેસતો. નાતને જમાડી તેમાં કોને ન્યાલ કર્યા? નાતોની અંદર આજકાલ અદેખાઈ વધવાથી એક બીજાનું સારૂં દેખી ખમી શકાતું નથી અને તેથી તેના દુશ્મનો અને પિત્રાઈઓ જમણવારમાં હરેક રીતે અપજશ આવે એવી પેરવીઓ કરે છે. એ રીતે પૈસાદારનું તરત ભુંડું બોલાય છે અને ગરીબનું થોડા દિવસ સારૂં બોલાય છે પણ પાછળથી તેની વધારે ગેરઆબરૂ થાય છે. ખરૂં કહીએ તો નાતના ભુંડા બોલવાથી પૈસાદાર લોકોની ખરી આબરૂ કાંઈ ઓછી થતી નથી પણ ગરીબો જે તાણીતુશીને આબરૂ મેળવવા જાય છે તેમને તો તે ન મળતાં ઉલટી ખરાબી થાય છે, તેનું પોગળ જણાય છે, ને તેને કોઈ પૈસા ધીરતું નથી. તેમ બીજી વાતમાં પણ તેની આબરૂ કમી થાય છે, દેવાદાર થાય છે, તેથી તેઓ આખરે અન્નપાણી વગર ટળવળે છે. જમણવારને દિવસ બીજાના ભમાવ્યાથી ફુલણજી થઈ વરો કરવાથી મિલકતો હરાજ થઈ જાય છે અને પછી જમણવાર કરાવનારજ મશ્કરીઓ કરે છે અને ઠપકાનો વરસાદ વરસાવે છે છતાં કેટલાક મૂર્ખ અવિચારી* બીજાઓના ફુલાવ્યાથી પોતાને ઘેર

---

* કારણ કે લગ્ન અને મેયતના ખરચ પ્રસંગે તો લોકો જાણે રાજા? જાણે ગાંડા? એકને કહે ઘી લાવો, બીજાને કહેશે ખાંડ લાવો, ત્રીજાને ઘઉં તો ચોથાને શાક. એમ કામ સોંપી દે છે પણ પેલા મંદ બુદ્ધિના ફુલણજીને વિચાર નહીં થાય કે હમણાં તો જાઓ, જાઓ, લાવો લાવો, કહીએ છીએ પણ પાછળથી માગવા આવશે તેને શું કહીશું! તેતો આ વખતે ખરેખરા મસ્તાન, માતેલા સાંઢ જેવા બને છે. જેમ માતેલા મહાજનીવાળા સાંઢને કોઈ છેડે તો માર્યા વિના

ટાંણું આવે ઘાંચીના બળદની માફક આંખે પાટા બાંધી જ્યાં ત્યાંથી નાણાં કરજે લાવી ગજા ઉપરાંત અને શ્રીમંતોથી ચઢીઆતી જમણવારો કરે છે એ દિલગીર થવા જેવું છે. આનું મુખ્ય કારણ ખોટો ભમત અને અદેખાઇ છે. આબરૂ મેળવવાનો ખરો રસ્તો પ્રમાણિકપણાથી ચાલતા સારા ધંધાથી પેદા થતો પૈસો છે.

## હિંદુ નાતોમાં જમણવાર કરવાનાં ટાંણાંની ટીપ.

**જરૂરથી કે કરથી કરવાં પડે તેવાં:**—( ૧ ) મરનાર વૃદ્ધ સ્ત્રી પુરૂષનું કાયટું* ( જેને કેટલાક લોકો બારમુ યા તેરમું કહે છે તે. ) ( ૨ )

---

છોડે નહીં તેમ જો આ વખતે ભાઇને જરા શિખામણ દેવા કોઇ ગયું હોય તો જોઇ લ્યો ઝપાટો ! શુરવીર થઇ હાથ લાંબા ટુંકા કરવા મંડી જશે પણ જ્યાં વરો ગયો કે પછી નરમ! મળે ત્યાં સુધી તો વ્યાજે પણ લાવે. તેમ પણ ન મળે ત્યાર પછી માગનારના ટુંકારા ખાય ને જવાબ દે બાઇ એક બે દિવસમાં તમારા રૂપિઆ કરીશું. પણ કયાંથી કરે? ઘણા દિવસ માગનાર ફેરા ખાય એટલે તે પણ થાકે અને જે આપે તે લેવા તૈયાર થાય ત્યારે ભાઇના હાથ પહોંચતા હોય તો તો સોળ આનીની અઢાર આની કરીને સઘળી મિલકત લખી આપે પણ જો તેમ બને તેમ ન હોય તો આઠ આની, ચાર આની કે બે આની પણ ચુકવી આપે નહીં. આ રીતે તે પોતાનુંજ અહિત કરે છે એમ નથી પણ પોતાનાં નિર્દોષ બાળકોને માથે પણ જુલમ ગુજારનાર થઇ પડે છે. આવા જનો કશાં પણ હિતનાં કાર્ય કરી શકતા નથી.

* આ પ્રસંગે સગાંને પાંચ છ દિવસ લાગટ જમવાનું ચાલે છે દસમાથી તેરમા સુધીના ચાર દિવસ, બે નાતો કરે નો પાંચ દિવસ

શ્રીમંત અથવા અઘરણી. ( ૩ ) છોકરા છોકરીના વિવાહ. ( ૪ ) છોકરાને જનોઇ દે ત્યારે. (૫) ઉન્માસીસા, † માસીસા, છમાસી, વર્ષી, શ્રાદ્ધ ( દ્રો ), પહેલું શ્રાધ અને સમચરી. (૬) નાનાં છોકરાંનાં મર્ણનાં ચોથીઆં અથવા કુંવારડાં. (૭) નાતોમાં તડાં પડે ત્યારે. (૮) નાત ઉજાણી.*

એ શીવાય **ખુશીમાં આવે તો કરે તેવાં:**—(૧) છોકરાને નિશાળે બેસાડીને. (૨) છોકરાની બાધા ઉતરાવીને (છોકરાના માથાના વાળ ઉતરાવીને, જેને કેટલાક લોકો ચૌલ અથવા મુંડણ કહે છે તે. ) (૩) ઘરની વાસ્તુ પુજા કરીને. (૪) એકાદશી, ગૌતરાડ અથવા સામા પાંચમ વગેરે વ્રત ઉજવીને. (૫) જાત્રા કરી આવીને. (જેને લોથ જોડ કહે છે તે. ) (૬) આગ્ન પડવાનું શ્રાધ સારીને,[1] (૭) મરનારની પાછળ નાતમેળો,[2] મહાજન,[3] કંઠીબંધા,[4] ચોરાશી[5] અથવા ગામમેળો[6] જમાડવું. (૮) ગોરણીઓની નાત.[7] (૯) સાલગીરી અથવા જન્મગાંઠ (વર્ષગાંઠ) (૧૦) નોળી.[8] (૧૧) બારસો.[9] (૧૨) ગીમ.[10] (ઉજમ) (૧૩) પોળપાડો.[11] (૧૪) છોકરાની વહુ તેડીને. (૧૫) તહેવારનાં ટાંણાં જેવાંકે દસરા, દિવાળી, બળેવ, દીવાસો અને નવલી હોળી (ફાગણ વદ ૦)) ) વગેરે ઉપર જમાઇ તેડીને. (૧૬) ગામ ઉજાણી. (૧૭) જીવનક્રિયા.[12]

---

અને માસીસો કરે તો ૭ દિવસ. શ્રીમંતોને ત્યાં તો છઠ્ઠા દિવસથી તેમાઆ સુધી દાળ ભાત રોટલીનું જમણ સગાંને જમાડે છે તે ગણતાં કુલ ૧૦ દિવસ જમવાનું ચાલે છે.

† મહિનો પુરો થવાને આગલે દિવસ જમણવાર કરે છે તેને ઉન્માસીસા કહે છે.

* નાતમાં પડેલા કજીયાના ફેંસલા થાય અને નાતના ઉપજ

એ પ્રમાણે જમણવારના ખરચ તથા લગ્ન પ્રસંગે, જનોઈ દે ત્યારે, મામેરાનો, મોસાળાનો તથા છોકરાને નિશાળે બેસા-

ખર્ચનો હિસાબ સૌ જ્ઞાતિ ભાઈઓના સમક્ષ નક્કી થાય એટલા માટે નાત ઉઘરાણી કરવાનો રિવાજ પાડવામાં આવેલો. પણ હાલ કેટલીક નાતોમાં તેમ થતું નથી. દાખલા તરીકે અમદાવાદની દશાનાગરની નાતમાં ઉપજ ખર્ચના હિસાબ વગેરેના ઘોંટાળા માટે જુઓ **અમદાવાદ ટાઇમ્સ** તા. ૨૮-૬-૯૪

૧. જે પુરૂષ પોતાનાં માબાપ જીવતાં આસો શુદ ૧ ને રોજ ગુજરી ગએલા પોતાની માના બાપ (દાદા)નું શ્રાધ્ધ સારે છે તેને **આજોપડવો** કહે છે. ૨. અમુક દિવસે પોતાના જથામાંના આસપાસના ગામોમાંના સઘળા પુરૂષોને જમવા તેડે છે તેને **નાતમેળો** કે **ચોખડું** કહે છે. ૩. સઘળી નાતના વાણીઆઓને સાથે જમાડે છે તેને **મહાજન** કહે છે. ૪. ફક્ત વૈશ્નવ વાણીઆ જમાડે છે તેને **કંઠીબંધા** કહે છે. ૫. તમામ નાતના બ્રાહ્મણોને સાથે જમાડે છે તેને **ચોરાશી** કહે છે. ૬. ગામની તમામ નાતોના લોકોને જમાડે છે તેને **ગામમેળો** કહે છે. ૭. ગોયણીઓની બે જાત છે:- મરણની અને વિવાહની; છોકરીના મરણની નાત તેનો બાપ કરે છે તેને **મરણની ગોયણીઓની નાત** કહે છે, અને લગ્ન પ્રસંગે માતા વાવી આઠમે દિવસ વળાવે છે ત્યારે નાત કરે છે તેને **વિવાહની ગોયણીઓની નાત** કહે છે. ૮. **નોળીનોમ** (શ્રાવણ શુદ ૯) ને દિવસે જમણવાર કરે છે તેને **નોળી** કહે છે અને તેમાં આખાં શાક કાપ્યા વગરનાં કરે છે. ૯. પુત્ર જન્મની તીથિથી બારમે દિવસે જમણવાર કરે છે તેને **બારસો** કહે છે. ૧૦. હોળી ( ફાગણ સુદ ૧૫ ) ને દિ-

આના વરઘોડા કાઢવા એ વગેરે ઘણા ખર્ચો બેચાર દિવસની ઠાલી વાહવાહ કહેવડાવવાના હેતુથી પડેલા રિવાજને લીધે હિંદુ લોકો ઉંચી સ્થિતિએ પહોંચતા નથી અને દુઃખી થાય છે કારણ કે મૃત્યુની તથા લગ્નની ક્રિયા વગેરેનાં ખરચ અવાર નવાર આવ્યા વગર રહેતાં નથી. ઠાલી વાહવાહ ન કહેવડાવનારા વિરલા તો થોડાજ માલમ પડે છે. **દક્ષણી લોકોમાં** કાયટાં વગેરેની જમણવારો કરવાનો ચાલ નથી અને આપણાં જેટલાં જમણવાર કરવાનાં ટાણાં નથી અને જે છે તેમાં પણ જમણવાર કરવાનો ફર છે એવું એકે નથી. વળી જમણવાર ન કરનારની હલકાઇ ગણાતી નથી અથવા તેને કોઇ મેણું દેતું નથી. **શ્રાવકોમાં** જ્યારે પાસે પુરતા પૈસા થાય ત્યારે ખુશીથી કરવાનો ચાલ છે અને **પારશીમાં** ખુશીમાં આવે તો કરે, નહીં તો ન કરે તેમ છે, આ લોકોથી પણ બ્રાહ્મણ વાણીઆ ગયા ? કે એઓથી પણ તેમનામાં નઠારા ધારા ! અફસોસ ! !

---

## જમણવારથી થતા ગેરફાયદા.

**૧ વખતનું ફોકટ જવું**—આપણી તબીયત બગડી હોય છે તો તે દવા ખાધાથી પાછી મેળવી શકીએ છીએ અને દોલત ખોઈ હોય છે તો તે ઉદ્યમે કરીને પાછી મેળવવાનો સંભવ રહે છે પણ

---

વસે જમણવાર કરે છે તેને **ગીમ** કહે છે. ૧૧. પોતાની પોળમાં રહેતાં પોતાની નાતનાં માણસોને તથા પાડોશીને ખુશીથી જમાડવામાં આવે છે તેને **પોળપાડો** કહે છે. ૧૨. મુઆ પહેલાં પોતાની હયાતીમાં અગાઉથી પોતાના મરણની જમણવાર (તેરમું) કરે છે તેને **જીવતક્રિયા** કહે છે.

ગુમાવેલો વખત મહા યત્ને પણ પાછો મેળવી શકાતો નથી માટે ઉ-
દ્યોગી અને સુધરેલા લોકોએ સૌ કરતાં વખતની કિંમત અધિક અને અ-
મૂલ્ય ગણી છે. જ્યારે વખત અમૂલ્ય છે ત્યારે તો તે નકામો ગુમાવવો
એ પોતાની જીંદગી અગર દોલત ગુમાવ્યા બરોબર છે તોપણ તે
ઉપર આપણા દેશી લોકોમાંના ઘણાઓ ઘણુંજ ઓછું લક્ષ આપે છે અને
જમણવાર હોય છે ત્યારે તો નથીજ આપતા એમ કહીએ તો ચાલે. આ-
મ હોવાથી ઠરાવેલેજ વખતે અમુક કામ થાય એવો નિયમ રાખતા નથી.
જમણવારને દિવસ જમાડનાર તથા જમનારાઓનો ઘણો વખત નકા-
મો જાય છે, જમનારાંઓ ઠરાવેલે વખતે બરોબર આવતાં નથી.
કેટલાંક છેક વહેલાં આવે છે અને કેટલાંક ઘણાં મોડાં આવે છે.
વળી જમી આવ્યા પછી પણ પરાણે ખાધું હોવાથી તે રાતે તથા
બીજે દિવસે આળસ ઘણું થાય છે અને તેથી પોતાનું કામ થતું
નથી. જ્યારે લાગટ જમણવારો થાય છે ત્યારે ઘણા લોકો મહિનાના
મહિના સુધી નવરા બેશી રહે છે. વળી જમનારાંઓના તો દરેક
જમણવારે એક બે દિવસ નકામા જાય છે પરંતુ જમાડનારનો તો
ઘણોજ વખત નકામો જાય છે તેથી તે બિચારાને બમણો માર પડે
છે કારણ કે જમણવારનું ખરચ થાય છે અને તેટલી મુદતની કમાઇ
ખોટી થાય છે.

૨. **પેટ બાળણું અને શરીરની ખરાબી.**—કેટલાક લોકો
જે દિવસે જમણવાર હોય છે તે દિવસે સવારે અને કેટલાક તે ઉ-
પરાંત બીજે દિવસે રાત સુધી પણ ઘેર બિલકુલ ખાતા નથી. કેટ-
લાક તેથી પણ વધારે પેટબાળણું કરે છે અને કેટલાક તો ઘેર
ખાતા હોય તેથી બમણું કે ત્રમણું ખાય છે અને તેથી શરીર બ-
ગાડે છે. કેટલાક એટલું બધું ખાય છે કે તેમને ઝોળીમાં ઘાલી ઘેર
લાવવા પડે છે અને ખાધેલું પચતું નથી તેથી લોકોને ઝાડા, ઉલટી

વગેરે થાય છે અને કેટલાકને ભયંકર રોગ થાય છે. જેઓને ઊંઘવું નડતું નથી તેઓ આળસુ થાય છે. વળી કેટલીક નાતોમાં છાંડવાની બંધી હોય છે તેથી પણ લોકો વધારે ખાઈ હેરાન થાય છે. નાતોમાં શાક તરકારી વગેરે બરોબર પકવવામાં આવતાં નથી તેથી તથા ત્રાંબા પિતળનાં વાસણ બરોબર કલઈ દીધેલાં ન હોવાથી તેનો કાટ પેટમાં જવાથી પણ લોકોનાં શરીર બગડે છે. કેટલાક મરણ પાછળ જમણવાર કરવાની ફિકરમાં ખાવા પીવા વગેરેમાં અતિશય પેટબાળણું કરી પૈસો ભેગો કરી મુકે છે. વળી જમાડનાર તથા તેનાં ઘરનાં ઉજાગરા તથા અથડામણને લીધે તથા પૈસા અને જગ્યાની ફિકરમાં માંદાં પડે છે.

૩. **પૈસાની ખરાબી**—જમણવાર પાછળ દર વર્ષે કરોડો રૂપિઆનો ખર્ચ થાય છે અને તેમાંથી કંઈપણ સારૂં ફળ મળતું નથી. જમનારાઓને તો એક રાતનું વાળું છે, પણ જમાડનારાની તો એક મોટી રકમ વપરાઈ જાય છે. પૈસાદારનો ફક્ત તેટલોજ પૈસો ઓછો થાય છે પણ ગરીબનો તો મરો થાય છે કારણ કે ઘણા દિવસથી પેટે પાટા બાંધી પાઈ પાઈ કરી એકઠી કરેલી પુંજી એક બે દિવસમાં ખર્ચાઈ જાય છે. આ બાબત કોઈ એમ સવાલ કરશે કે ત્યારે એવા ગરીબો તણાઈને શું કરવા કરતા હશે? શું નાતમાં એવો તો ધારો કાંઈ નથી કે મારી બાંધીને કે જોર જુલમથી કરાવે? આનો જવાબ એ છે કે કેટલીક નાતોમાં તો તેને મળતાજ ઉપાય કરે છે અને કેટલીકમાં તેમ નથી ત્યાં તેનાં સગાં વહાલાં જા તું નહીં કરે તો અમે થોડા થોડા રૂપિઆ ઉઘરાવી કરીશું. એમ આડું અવળું સમજાવી પેલા ધરધણી બિચારાને પરાણે જમણવાર કરવાની જરૂર પાડે છે. મરણ પાછળ જમણવાર ન કરનારને લોકો એવાંતો સખત મેણાં

મારે છે કે તેનાથી અને તેના પૌત્ર (છોકરાના છોકરા) થી પણ ઉંચું મ્હોં કરી બોલાતું નથી. કદાપી તેના વંશમાં આગળ કોઇ પૈસાદાર થયાથી સારૂં ખરચ કરેતો લોકો તરત કહે કે "એમાં શું? મળ્યું તે કરેસતો ? વડાઉઆને તો લીમડે લટકાવ્યા છે." (વડાઉઆનું તો તેરમુ પણ નથી કર્યું.)

આવાં મેણાં લોકોને જુલમ તો શું પણ મુવા કરતાં એ ઘણાં સખત લાગે છે અને કેટલાક એવાં મેણાંથી આપઘાત કરે છે. આમ હોવાને લીધે અવસર આવે લોકો પોતાનો આયો માયો (ઘરેણું ગાંઠું, રાચ રચીલું ઇત્યાદી) વેચીને પણ દહાડો (જમણવાર) કરે છે. લોકો સરકારમાં કર ભરતી વખતે અને બીજાં પરમાર્થનાં કામ વખતે પોતાની ગરીબાઈ બતાવવાને બિલકુલ શરમાતા નથી અને કેટલાક તો પૈસાદાર છતાં પણ હું ગરીબ છું એમ કરમાંથી મોકળા થવા અરજીઓ કરે છે છતાં આ વખતે (માબાપ વગેરેનાં કારટાં અગર અઘરણી પ્રસંગે) છેક ગરીબ માણસને પણ પોતાની ગરીબાઇ બતાવતાં ઘણી લાજ લાગેછે. આવા હાનીકારક ચાલથી નાતોમાં ગરીબોની સંખ્યા વધતી જાયછે કારણ કે તેઓ મુડી વગરના તથા દેવાદાર થઇ જવાથી વહેપાર રોજગાર કરી શકતા નથી અને તેઓમાંના ભાગ્યે સેંકડે પાંચથી દસ ફરીથી ટટાર થવા પામે છે. વળી કેટલાક તો લેણદારોની અરજીઓથી તથા તેમના તરફથી આવતી જપ્તીઓથી થતી ફજેતી અને ગેર આબરૂને લીધે આપઘાત પણ કરેછે.

કેટલીક નાતોમાં એવો ચાલ છે કે કોઇને ત્યાં જમણવાર હોય અને તેની રસોઇ ચાલતી કરી ન હોય પણ લોટમાં પાણી નાંખવાની તૈયારી હોય અને તેવામાં અગર તે પહેલાં કોઇ મરી જાય તો જમણવાર અટકે છે અને તે પેલા મરનારના બારમા પછી થાય છે. વળી

તે દરમ્યાન બીજું કોઇ મરી ગયું તો તે પાછળથી મરનારના બાર-મા પછી વાત જાય છે. એમ ઘણી વાર અણી ઉપર આવેલી જમણવાર છ છ મહિના સુધી રઝળે છે. આથી કરી જમાડનારને ઘણું નુકશાન થાયછે કારણકે તેણે તો સઘળો સામાન તૈયાર કરી મુકયો હોય છે અને તેમાં આવી અણધારી અડચણો આવવાથી રઝળે છે. ઘણી વખત લાંબી મુદત જવાથી થાકીને સામાન સસ્તે ભાવે વેચી દેવો પડે છે અને જ્યારે પ્રસંગ આવે છે ત્યારે ફરીથી તૈયાર કરાવવો પડે છે. આવી રીતે બિચારા જમાડનારને પૈસાનુંજ નુકશાન થાય છે એટલુંજ નહીં પણ એનાતે એના ઉલામા તથા ફિકરમાં તેને કાંઇ ધંધો રોજગાર પણ સુઝતો નથી.

૪. **આબરૂની હાની**—ઘરેણાં લુગડાં પહેરીને બૈરાંને એકલું જવું ધાસ્તી ભરેલું હોવાથી આબરૂ લુંટાય છે. વળી કેટલાક ફાંકડે-રાવ પુરૂષો નાતમાં વહેલા આવી, જગા રાખવાનું બહાનું કાઢી, બાયડીઓના માથા આગળ આવી ઉભા રહે છે અને કેટલાક પીર-સવાનું બહાનું કાઢી પંગત વચ્ચે ફરતા ફરે છે અને જમવા બેઠેલી સ્ત્રીઓની મશ્કરીઓ કરે છે તેથી શરમાળ અને લાજાળું બાયડીઓને તથા આસપાસ બેઠેલી બીજી વૃદ્ધ બાયડીઓને નીચું ઘાલવું પડે છે. વળી શાક વગેરે પીરસનારાઓ પણ સ્ત્રીઓની મીઠી વાણીથી તથા તેમની પ્રિતી સંપાદન કરવા તેમને વધારે મૂકી દેછે અને તેથી પાછળ પીરસવા ખુટાડી જમાડનારની આબરૂ લે છે. કેટલાક લોકો જમાડનારની આબરૂ લેવા દાળ વગેરેમાં લસણ ઘસાદી નાંખે છે અને કેટલાક જમણ બગાડે છે અથવા ચોરી જાય છે.

૫. **કુસંપનો વધારો**—જમણવારથી કુસંપ બે રીતે થાય છેઃ—

(૧) ઘરમાં-ઘરેણાંની બાબતમાં સ્ત્રીઓ પોતાની ગુંજાસ ન

વિચારતાં પૈસાદારની બરોબરી કરવાને હઠ લે છે તેથી તે કરાવ- વાને વાસ્તે ઘણું કરીને દરેક ઘરમાં સ્ત્રી પુરૂષો વચ્ચે કંકાસ થાય છે અને જ્યારે જમણવાર હોય છે ત્યારે તો ઘણોજ થાય છે. એ બાબતમાં સ્ત્રીઓના લોભની હદ રહેતી નથી. આ કંકાસથી કંટા- ળીને ઘણાક ગરીબો જેઓ પૈસાની ઘણી તંગીમાં હોય છે તેઓ પણ જેમ તેમ કરી થોડી ઘણી જણુસો કરાવે છે અને કેટલાક આ કંકાસ ન ખમાવાથી પોતાની સ્ત્રીઓને માર મારે છે તેથી તે સ્ત્રી- ઓ ઘણીવાર આપઘાત કરે છે. કેટલાક આ કંકાસ ન ખમાવાથી અથવા તો ઘરાંણું કરાવવાની શક્તિ ન હોવાથી જોગી વૈરાગી (બાવા) થઇ જાય છે. કેટલાક ઘરેણું કરાવવાની શકિત ન હોવાથી અને હમેશાં કંકાસ થવાથી પોતાની સ્ત્રીઓને ડામ દે છે, કાઢી મુકે છે અથવા મારી નાંખે છે.

(૨) **સગાંવહાલાં તથા નાતમાં**—લડાઇઓ ઉઠવાનાં દેખીતા બહાનામાં પીરસનાર પીરસ્યા વગર બીજે ઠેકાણે ગયો અથવા તેણે પીરસવામાં વગ કરી એટલે શાક વધતું ઓછું મુકયું અગર ફલાણે- ની રાખેલી જગોએ ફલાણો બેશી ગયો એવાં નજીવાં હોય છે પણ તેનાં ખરાં કારણ એ છે જે સૌ કોઇ એક બીજાથી સરસાઇ કરવા બનતા ઉપાય કરે છે અને તેમ કરવામાં તેના મળતીઆ ઘણી ઉ- શ્કેરણી કરે છે પણ બીજી તરફ મુખ્યત્વે કરી જમાડનારના પિત્રાઇઓ જેઓનું નીચું પડતું હોય છે તેઓ હરેક રીતે જમાડનારને અ- જશ મળે એવા ઉપાય કરે છે. આખરે આખી નાતની અંદર અ- ખાઇ તથા કુસંપ પેસે છે તેથી જુદી જુદી ટોળીઓ બંધાય છે મારા મારી થાય છે અને ઘણાંકનાં માથાં ફુટે છે. આવી રીતે થ- વાથી જમાડનારને પણ પુષ્કળ નુકશાન થાય છે કારણકે જમ-

પીરસાયા પછી લડાઇઓ થાય છે. આથી જમણુ કરનાર તથા તેનાં સગાંવહાલાંને પણ તેમાંના એક પક્ષની સાથે પાકું વેર બંધાય છે તેથી કેટલીક વખત નાતોમાં તડાં પડે છે અને નાતની ભાગતી. થાય છે.

૬. **ધર્મ ભ્રષ્ટ થવું**—પોળોમાં જમણવાર હોય છે તો કેટલાક આડે દહાડે જ્યાં લોકો છોકરાંને ઝાડે ફરવા બેસાડે છે તે જગો ઉપર અથવા જાજરૂ, ખાળની મોરી અથવા મ્યુનિસિપાલીટીના કચરાની પેટીઓની (જેને ભંગીઆ સાફ કરે છે તેની) છેક સંલગ આસન કરે છે જેથી ધર્મ ભ્રષ્ટ થવાય છે એટલુંજ નહીં પણ અર્થ શાસ્ત્રને હાની પહોંચે છે અને તંદુરસ્તી બગડે છે. કેટલાક પોતાના ઘરમાં સોળે થયા પછી ભોગ જોગે કશાને અડકાય તો તે અબોટીયું પલાળી નાંખે છે તથા પોતે નાહી નાંખે છે અને જમતાં જમતાં પણ કોઇ નહાયા વગરનો અડકે અથવા કોઈ તેવી વસ્તુનો સ્પર્શ થાય તો તરતજ ભાણા ઉપરથી ઉઠી જાય છે અને રહેલું જમણુ ફેંકી દેવરાવે છે એવા ધર્મ ભગતો પણ જમણવારને દિવસે છેક નીચામાં નીચી આભડશેટને પણ બિલકુલ ગણકારતા નથી એટલુંજ નહીં પણ બિચારા ખરૂં કહેનારને **"નાત તો ગંગાનો પ્રવાહ છે એમાં આભડશેટ હોય નહીં"** એવું કહી બિચારા ખરૂં કહેનારને હશી કાઢે છે એ તેઓને ઘણું શરમ ભરેલું છે. વળી જમતાં જમતાં ભંગીયા, ઢેડ અથવા વાઘરી વગેરે પડે છે, અને કુતરાં વગેરે જમણુમાં મ્હોં ઘાલી જાય છે. ગાળ્યા વગરનાં દુધ, પાણી અને ઘી ઇ૦ વપરાય છે; શાકો સમારે છે તેમાં યેળો કપાઇ જાય છે અથવા તેમાં સળેલાં રહી પણ જાય છે કારણકે ઘરના જેવી કાળજીથી શાક સમારાતાં નથી અને કાછીઆના પાણીવાળાં ધોવામાં આવતાં નથી. બીજી ગ્નાતિના લોકો ધોલઇઆ તરીકે પંગતમાં બેશી જમી જાય છે, જમાડનારને પોતાને જમવાનું ન ખપે

તેની બીજી જ્ઞાતિ સાથે જમવાનો વહેવાર હોય છે તો તેઓને એક પંગતે જરા દૂર બેસાડે છે અને તેથી પીરસતાં એકાકાર થઇ જાય છે. કેટલાક લોકો નઠારી જગોમાં ફરી આવેલાં નાપાક અને ભ્રષ્ટ પોતીઆં ઓઢી જમવા જાય છે. વળી જેને ઘેર જમણવાર હોય તેતો ગમે તેવાં લુગડાં પહેરી ફરે તો તેપણ ચાલે. કેટલીક રજસ્વળા વાળી સ્ત્રીઓ* પણ પંગતમાં આસપાસ થોડી જગો રાખી બેસે છે તેથી જમી ઉઠતી વખત અથવા પીરસતી વખત લોકો અભડાય છે ને તેવા લોકો પાછા નાતમાં ફરે છે. કેટલીક વણીક નાતોમાં ગોલા અથવા તેમના મજુર પાસે પાણીના પકવાન ખંડાવે છે, કેટલીકમાં કણબી પાસે લાડુ બંધાવે છે, અને કેટલીકમાં તેમનાથી ઉતરતી નાતના માણસ પાસે ભજીયાં વગેરે કરાવે છે. વળી કેટલીક નાતોમાં પોલીસના સિપાઇઓ નાતમાં લડાઇ ન થાય તેને માટે પંગતમાં ફરતા રાખવામાં આવે છે તેમનો પોશાક પણ ભ્રષ્ટ હોય છે. જમણવારની અંદર લોકો જમાડનારની નાતના અથવા પરનાતના જમાડનારને ખપતી ચીજ વાળા હોય તો તેઓ બહાર ફરી આવેલાં સુતરાઉ કપડાં પહેરી પંગતમાં થઇ જાય છે અને કેટલાક તો બગલમાં ચામડાના જોડા સંતાડીને જાય છે. કેટલાક બીજી નાતના લોકો ઉંચ વર્ણનો છું એમ કહી પંગત વચ્ચે થઇ જાય છે. વાડીઓમાં જમણ કર્યું હોય છે ત્યારે અથવા ચોમાસાની રૂતુમાં જમાડનારના ઘર આગળ જમણ કર્યું હોય ને વરસાદ આવતો હોય છે તો

---

* પોતાને ઘેર અથવા પોતાના બાપને ઘેર લગ્ન હોય છે તો તેઓ જમણ પીરસાયા પછી અને લોકો જમતા હોય છે તે વખતે પંગત વચ્ચે ફરે છે અને લોકોને અભડાવે છે, એ ઘણુંજ દિલગીરી ભરેલું છે.

બીજાના ઘરમાં બેસાડે છે ત્યારે પહેલી પંગતના એંઠવાડનાં પતરાળાં, હજામ યા મજુર પાસે ઉપડાવે છે અને તે જગો સાફ થયા વગર બીજી પંગત બેસે છે. એ વગેરે અનેક રીતે ધર્મભ્રષ્ટ થવાય છે, ભ્રષ્ટ થવાથી મલીન બુદ્ધિ થાય છે અને મલીન બુદ્ધિથી સારાં કામ થતાં નથી કારણ કે " અન્ન તેવો ઓડકાર. "

૭. **છોકરાંને કેળવણી ન મળવી**—પોતાનાં છોકરાંને ઉત્તમ કેળવણી આપવાનું બનતું નથી એટલુંજ નહીં પણ સાધારણ કેળ-વણી આપવામાં પણ ઘણીજ કસર કરવી પડે છે અને તેમને જરૂ-રની જોઇતી ચોપડીઓ વગેરે સામાન વખતસર અપાવતાં નવનેજા થાય છે. લોકો કેળવણીથી થતા ફાયદા સમજવા લાગ્યા છે તોપણ તેઓ પૈસાની તંગીને લીધે પોતાની મુરાદ પાર પાડી શકતા નથી. આવી અગત્યની અને પોતાની જીંદગીના આધારની બાબતમાં પણ કંજુસાઇ કરનારા અને નાતના રિવાજને ધિક્કારનારા પણ જમણ-વાર કરે છે, એ દિલગીર થવા જેવું છે. જમણવારનાં ટાંણાંમાં પૈસા જોઇશું તે કયાંથી લાવીશું એ ધાસ્તીથી ઘણા લોકો વધારે નફા-વાળો અને સારો ધંધો શિખતા સુધી સબુરી રાખી શકતા નથી, તેથી હલકો ધંધો પસંદ કરે છે જેથી હમેશાં તે બિચારા ઘણી કં-ગાલીઅત સ્થિતિ ભોગવે છે. એ રીતે બીજા પણ ઘણા ગેરફાયદા છે

ઉપલી બીનાથી માલમ પડે છે કે જમણવારનો ચાલ ઘણો ન-કારો છે તેથી લોકોની ઘણી ખરાબી થાય છે માટે દેશનું ભલું ઇ-ચ્છનારાઓ, નાતના આગેવાનો, પટેલો યા શેઠો, સદ્‌ગૃહસ્થો અને વિદ્વાનોને નમ્રતા પૂર્વક અરજ છે કે જો તેઓ પોતાની નાતને નકા-મા પૈસા ઉડાવવામાંથી બચાવવા માગતા હોય, જો તેમને તેમનામાંના ગરીબ વર્ગને માટે જરા પણ દયાની લાગણી હોય, જો તેમ-

નામાં સાધારણ મનુષ્ય તરીકે સામાન્ય પણ લાગણી હોય તો મરણ-પાછળ જમણવાર–શોકના સમયમાં હર્ષનું પ્રદર્શન–તરતજ સમુળગા અટકાવવા, તન મન અગર ધનથી ઉપાય લેવા જોઇએ એથી કરી, તેમને હજારો ગરીબ સંસાર નિભાવી લેનારા નાતીલાઓની આશિષ મળશે.

——:o:——

## મરણ પાછળ જમણવાર વિષે એક ડોશીનો વિલાપ.

**ડોશીએતો ડાટ વાળ્યોરે, હૈયાનો હરખ ટાળ્યોરે. એ રાગ.**

ડોશી બહુ દુઃખમાં ડુલીરે, હું લોક ફુલાવે ફુલીરે. ટેક.
મારે પુત્ર હતો એક પાંચ વરસનો, મરી ગયો તેનો બાપ;
શું કરવું હવે ખરચ એનું, થયો ઘણો સંતાપરે. ડોશી. ૧
સગાં પડોશી સૈ બોલ્યાં બાઇ, તારે શું છે દુઃખ;
બાળા તેના શા દકાળા, થાશે કાલે સુખરે. ડોશી. ૨
એવાં કહેવત કરી બતાવી, સીધાં સર્વે લાવ્યા;
આવ્યું ખરચ ત્યારે સૈ મળી, જુગતીથી જમવા આવ્યારે. ડોશી. ૩
માજી માજી મુજને કહીને, હૈસો હૈસો કરતા;
કંસાર ચોળવા કાજે તો સૈ, ઘીની તાંબડી ભરતારે. ડોશી ૪
ઢોળા ઢોળને ફોડાફોડ, વળી શાક ભાત લૂંટાવે;
ખુટયું ખુટયું બૂમો પાડી, પછી શંખ ફૂંકાવેરે. ડોશી. ૫
સારૂં કર્યું બાઇ સારૂં કર્યું, વળી કોઇ કરે નહીં એવું;
વખાણ કરતા વેરાઇ ગયા, પછી થયું મહારે દેવુંરે. ડોશી. ૬
પુત્ર હતો તેને બળીગો કાકો, કરી ગયો પછી ભોગ;
રોઇ રોઇને થઇ આંધળી, મારે કરમ તણો સંજોગરે. ડોશી. ૭
ઘરબાર અને રાચ રચીલું, લઇ ગયા જપ્તીઓ લાવી;
હાથ પગ મારા ચાલે નહીં, તેથી દશા થઇ હવે આવીરે. ડોશી. ૮

કરજ કરાવી મુકી રઝળતી, હવે કોઈ ભરે નહીં પેટ;
અરે પ્રભુ મને મોત આપ, ઉઠી નાતવરામાં વેઠરે. ડોશી. ૯
હવે ઝેરખાઇને મરી જઇશ, મારા દુઃખનો આણીશ અંત;
એ પાપ ગ્નાતીને આપીશ, સુણો બેન ગુણવંતરે. ડોશી. ૧૦
મારી શિખામણથી તણાઇ મરીને, વરો કોઈ નવ કરજો;
પૈસા પાસે બહુ હોયતો, પરમાર્થે વાવરજોરે. ડોશી. ૧૧

ઉપર પ્રમાણે ડોશી પોતાનો વિલાપ સમજુ સ્ત્રી આગળ કરી ઝેર ખાઇને મરી ગઇ અને મરતાં મરતાં શ્રાપ દેતી ગઈ કે નાતોની ખરાબી કરનાર શેઠોનું નખોદ જજો અને મારૂં પાપ તેઓને લાગજો કે એક વખતના વાળુ માટે મારી આખી જીંદગી બગાડી.

---

## મરણ પાછળ જમણવાર ( તેરમુ ) કરવાને લોકો ખુશી છે કે નહીં ?

આનો જવાબ નાનો છોકરો કે જેને સારૂં ખોટું શું તે સમજવાની શક્તિ આવી છે તે એકદમ આપશે કે લોકો તેરમુ કરવાને ખુશી નથી. હવે સવાલ એમ ઉત્તપન્ન થયો કે ત્યારે શું વયે અને પૈસાથી મોટા લોકો ખુશી છે? તેનો જવાબ એકે અણુસમજુ અને વાંઝીઆ લોકો તેરમુ કરવાની હા કહેશે કારણકે અણુસમજુ લોકોને સારા ખોટાનું ભાન ન હોવાથી અને વાંઝીઆ લોકોનું જમવાનું જતું હોવાથી હા કહે છે, પૈસાવાળા લોકો મધ્યસ્થ રહે છે (હાએ નહીં ને નાએ નહીં) કારણ કે તેટલો પૈસો ઓછો એમ સમજી તેઓ જમણવાર કરે છે અને કેટલાક લોકો આબરૂ જવાની ખોટી બીકને લીધે ઉપરથી જમણવાર કરવાની હા કહે છે પણ મનમાં કરવાને ખુશી હોતા નથી. દાખલા તરીકે:—

સંવત ૧૯૫૧ માં અમદાવાદની દશાનાગરની નાતમાં નાતનાં તમામ લગ્ન આશરે વીસ બાવીસ મહા વદ. ૫ ને રોજ થયાં હતાં. (જુઓ "દશાનાગર હિતવર્ધક" ચોપાનિયાનો અંક ૧ લો પાનું. ૧૧.) તે ઉપર વિચાર કરો કે સઘળાં વરકન્યાના ચંદ્રમા વગેરે પહોંચના શી રીતે આવ્યા? અગાઉ કોઇ પણ વર્ષે આવો બનાવ બન્યો નથી તેથી એમ શું નથી માલમ પડતું કે તે નાતમાં પૈસાની અછત થઇ છે અને લોકોને આ ખુશીના (લગ્નના) અવસર ઉપર પણ ખરચ કરવાનું ભારે પડે છે? જો ખરચ કરવાનું ભારે નથી પડતું એમ કહેતા હો તો કહો કે બધાં લગ્ન એકે દિવસે લેવાનું શું કારણ? અને જુદા જુદા દિવસે કેમ ન લીધાં? જો ભારે પડે છે એમ કહેતા હો તો કહો કે જ્યારે લગ્ન જેવા અવસર ઉપર ખરચ કરવાનું ભારે પડે છે અને લોકો ઉપરથી કરવાની ખુશી બતાવે છે પણ અંદરખાનેથી ખરચ ઉગારવાનું શોધે છે ત્યારે આની મતલબ શી? આની મતલબ એજ કે લોકો ખુશીને અવસરે પણ ખર્ચ કરવાને ખુશી જણાતા નથી તો વહાલા માણસના મરણ પ્રસંગે (જે વખતે દવા વગેરેમાં પૈસા ખરચી વ્યાજ આવ્યા હોય અને પાછળ રળનાર ખપનાર ન હોય તેવા વખતમાં) મરણ પાછળ જમણવાર કરવાને લોકો ખુશી છે અથવા મરણ પાછળ જમણવાર લોકો ખુશીથી કરે છે એમ કોઇ કહી શકશે?

વળી ઘણીખરી નાતો કે જેમાં ખુશીના અવસર ઉપર જમણવાર કરવાનો કર નથી અને લોકો ખુશીમાં આવે તો ખુશીના અવસર ઉપર જમણવારો કરે એવું છે (લોકોની મરજી ઉપર કરવા ન કરવાનું રાખેલું છે) તે નાતોમાં મરણ પાછળ કરથી અથવા મેણાંની બીકથી જેટલી જમણવારો થાય છે તેટલી ખુશીના પ્રસંગ

ઉપર થતી નથી તેથી પણ સાર માલમ પડે છે કે ખુશીના અવસર ઉપર જમણવારો કરવાને લોકો ખુશી જણાતા નથી અથવા ખુશીના અવસર ઉપર જમણવારો કરવાનું લોકોને ભારે પડે છે [ કારણ કે જો લોકો ખુશી હોય તો અથવા તેમને ભારે ન પડતું હોય તો દરેક જણ તેવા ( ખુશીના ) પ્રસ્તુત ઉપર જમણવાર કર્યા વગર રહેજ નહીં પણ તેમ થતું જણાતું નથી] તો મરણ પાછળ જમણવાર કરવા લોકો ખુશી હોય અથવા લોકોને ભારે પડતું નથી એમ ધારવું એ અસંભવિત છે. ઉપલી ખીનાથી મરણ પાછળ જમણવાર કરવાને લોકો ખુશી નથી એમ જ્યારે સ્પષ્ટ જણાય છે ત્યારે શું આવી દુઃખદાયક રૂઢિનો (મરણ પાછળ જમણવારનો) સમુળગો અટકાવ કરવો ન જોઇએ?

---

## નાણાંનો ખરો ઉપયોગ.

પોતાની ગુંજાસ માફક ખાવું પીવું, પહેરવું ઓઢવું અને બાળ બચ્ચાં વગેરેનું પોષણ કરવું તથા ટાંણે ટચકે યથા શકિત મુજબ ખરચ કરવું પણ આપપત કરતાં અથવા દેખાદેખીથી ખરચ વધારે કરી ઘરબાર વેચી તણાઇ મરવું નહીં. જેઓ ગરીબ છે પણ પોતાની મેળે ગુજરાન ચલાવી શકે એવા હોય તેમને કંઇ આપવું નહીં. પણ મહેનત કરાવવાનો યોગ કરી આપવો. જો તેઓ કામ કરવાને આળસ કરે તો તેનું ફળ તેમણે ભોગવવુંજ જોઇએ. જેઓ પોતાની મેળે મહેનત મજુરી શોધી શકતા નથી અને અર્ધાં અશક્ત છે તો તેમને જેટલી મદદ જોઇએ તેટલી આપવી અને તેમનાથી થાય એવું કામ હોય તે કરાવવું. જેઓ કંઇપણ કામ કરવાને અશક્ત હોય તેમને ( જેવાંકે નાનાં છોકરાં, માંદાં, અનાથ, આંધળાં, લુલાં, લંગડાં, નિરાશ્રીત, માબાપ વગરનાં તથા ઉમરે પહોંચેલાં વગેરેને )

ખરેખરી મદદ કરવી અને તેમને ભુખે મરતાં અટકાવવાં. વળી વાવ, કુવા, તળાવ અને નદીના આરા ( ઑવારા ) કરાવવામાં, ઔષધશાળામાં, પાઠશાળામાં, ધર્મશાળામાં, હુન્નરશાળામાં, પુસ્તકશાળામાં, નિરાશ્રીતોના આશ્રમમાં, દેવ અર્થે દેવ મંદીર કરાવવા વગેરેમાં, ધર્મશિક્ષણ આપવાના કામમાં, દેશના કલ્યાણની પાછળ મંડળીઓના ખર્ચમાં તથા દેશનું સંરક્ષણ કરનારી સોસાઇટીઓ એ વગેરે કામમાં જ્યાં નાણાંનો ખરો ઉપયોગ થતો હોય ત્યાંજ પૈસા ખરચવા એતે પૈસાને વાવ્યા બરાબર છે.

---

## જુદી જુદી નાતોમા થયલા સુધારા.

૧. રાજકોટના દશાશ્રીમાળી વાણીઆની નાતમાં ૬૦ વર્ષસુધીના મરણ પાછળ તેરમાં કરવાં નહીં અને તેના બદલામાં નાતના ફંડમાં રૂ. ૨૫ ) ની રકમ લેવી. આ રીતે એકઠા થએલા ફંડમાંથી નાતના નિરાશ્રીતોને ગુપ્ત આશ્રય આપવો તથા સ્વજ્ઞાતિના મુંબઇ અભ્યાસ કરવા જતા વિદ્યાર્થીઓને સ્કૉલરશીપ આપવી. આ શિવાય એ ફંડના વધારા માટે દર વર્ષે એક એક રૂપિઓ શકિતવાન ઘર કનેથી લેવો એવો ઠરાવ થયો છે.

૨. ભરૂચના દશાલાડ વાણીઆની નાતમાં લગ્ન પ્રસંગે જે કોઇ સ્ત્રી ફટાણાંનાં ગીતો ગાય તેણીનો રૂ. ૨૫) દંડ લેવો એવો ઠરાવ થયો છે.

૩. અમદાવાદના વીસાલાડ, વીસા પોરવાડ અને વીસાઅડાળજા મોઢ વાણીઆની નાતોએ રોવા કુટવાનો ચાલ બંધ કર્યો છે.

૪. સુરતના દશા અડાળજા મોઢ વાણીઆ અમદાવાદીમાં કન્યા વિક્રય કરવાનો રિવાજ બિલકુલ નથી.

૫. અંકલેશ્વરના દશાલાડ વાણીઆની નાતે પરદેશની જે કન્યા

ઓ પોતાની નાતમાં એક બાજુ જમી શકે તેવી કોઇ પણ વાણીઆ નાતની છોકરી સાથે અંકલેશ્વરી દશાલાડ વાણીઓ પરણી શકે એવો ઠરાવ કર્યો છે. આવોજ ઠરાવ અમદાવાદના વીસાપોરવાડ વાણીઆની નાતમાં થયલો છે.

૬. સુરતના દશા અડાળજા મોઢ વાણીઆ અમદાવાદીમાં એવો ધારો છે કે દશા અડાળજા મોઢ વાણીઓ કોઈ પણ ગામનો સુરતમાં જઈ રહે, નાતમાં પોતાનું લહેણું નોતરૂં દાખલ કરાવે અને આવ્યાં ગયાં ખરચ સુરતમાં કરે તો તેને કન્યા દેવી.

૭. અમદાવાદના ચાંપાનેરી મોઢ ઘાંચી તથા દશાશ્રીમાળી વાણીઆની નાતોમાં નાતના ધારાની ચોપડીઓ તથા દેવા લહેણાનો હિસાબ છપાવી લહાણા દીઠ વહેંચવામાં આવે છે.

૮. મુંબઇના લાડ વાણીઆની તથા બારીઆ પુનાદરાના તેમજ ખેડા મહેમદાવાદના સાતે ગામની દશાનાગરની નાતોમાં પંચથી નાતનો કારભાર ચાલે છે.

૯. અમદાવાદના દશાનાગર વાણીઆની નાતમાં લગ્ન પ્રસંગે વરઘોડામાં ઘણો ખરચ થતો હતો તેને બદલે હાલ ફક્ત એકજ ઘોડે આણવાનો રિવાજ પડયો છે.

૧૦. અમદાવાદના દશા પોરવાડ વાણીઆની નાતે એક ઉપર બીજી સ્ત્રી પરણવી નહીં એવો ઠરાવ કરેલો છે.

આ શિવાય બીજા સુધારા જગોની તંગીને લીધે અત્રે દાખલ થઇ શકયા નથી.

---

આ પુસ્તક ઉતાવળથી બહાર પાડવામાં આવ્યું છે તેથી તેમાં રહેલી ભુલ ચુકને માટે વાંચક વર્ગે દરગુજર કરવું

## ા સુધારનારને અંગ્રેજ સરકાર તરફથી
### રાવ બહાદુરનો ઇલકાબ અને સોનાનો ચાંદ.

સને ૧૮૭૧માં સ. બા. બેચરદાસ અંબાઇદાસે પોતાની નાતમાં લગ્નનો ખરચ ઓછો કરવામાં પ્રયત્ન કરેલો તથા તેથી પોતાની નાતની બાળકીઓની હાલતમાં સુધારો કરેલો તે વગેરેના બદલામાં આપણા ઉપર રાજ્ય કરનાર નામદાર મહારાણી વિકટોરીઆએ સને ૧૮૭૨ ના એપ્રીલ મહિનાની તા. ૨૬ મીને રોજ અમદાવાદમાં દરબાર ભરી એઓને **રાવ બહાદુરના ઇલકાબની સનંદ, સોનાનો ચાંદ અને કસબી સાલજોડા** આપ્યાં તે વખતનો રાવ બહાદુર બેચરદાસ અંબાઇદાસનો પ્રત્યુતર અને લોક વાયકાનો ટુંક સારઃ— તેઓ સાહેબ બોલ્યા કે નાતીલાઓને લાખો રૂપિઆનો ફાયદો કરવા લીધેલી મહેનતની અંગ્રેજ સરકારે મારી બુજ જાણી રાવ બહાદુરનો ઇલકાબ અને સોનાનો ચાંદ આપ્યાં તેથી તેમનો હું મોટો ઉપકાર માનુંછું અને ખાતરીથી કહુંછું કે હજું હું વધારે મારી નાતના તથા પરનાતના, દેશી તથા પરદેશી લોકોના સુધારાના કામમાં સમર્થ હોઉં વળી દાદાહરીની વાવે નાતનાં તોરણ બાંધ્યાં હતાં તથા મોટો મેળાવડો આશરે ૧૫૦૦૦ માણસનો થએલો તે વખતે નાતે મને **તિલકનું માન** ( નાત શેઠાઇનું ) આપ્યું ને કસબી સાલ પાઘડીનું ઇનામ, નાતનો સુધારો કરવાથી નાતે આપ્યું તેથી હું નાતનો પણ આભારી છઉં. સુધારો કરવાની રાવ બહાદુરની બધી કોશીસો સફળ થઇ અને તેથી સ્વાર્થિ લોકો તથા કેટલાંક તેમનાં સગાંવહાલાં જોકે નાતનો ઘણો વિભાગ તેમની તરફ હતો તોપણ કકળતાં હતાં તેઓ હવે કહે છે કે સાબાશ છે રાવ બહાદુર બેચરદાસ અંબાઇદાસ લશ્કરી ને કે જેમણે પોતાની છાતી તથા મરજીથી એ કામ પાર પાડ્યું અને લોકોને સુખી કર્યા.